# ગરબાવળી.

(વડોદરા કેળવણી ખાતાને માટે)

સંગ્રહ કરનાર.

ગૌરીશંકર પ્રભાશંકર.

વડોદરા ગુજરાતી નં. ૨ જાની નિશાળના મેહેતાજી.

અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિંટિંગ અને જનરલ

એ૦ કં૦ "લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ

ગંગારામે છાપી.

સંવત ૧૯૩૩.——સને ૧૮૭૭.

# સાહેલીને શિખામણની.

## ગરબી. ૧

"મા પાવાતે ગઢથી ઉતર્યાં મા કાળીરે" એ રાગની છે.

સુતાં ઉઠી શુભ રીતથી સાહેલીરે,
પરમેશ્વર ભજવા પ્રીતથી સાહેલીરે. ૧
પછિ દાતણ પાણી થાયછે સાહેલીરે,
જેથી દુરગંધી જાયછે સાહેલીરે. ૨
નાહાવું નિત્ય નિર્મળ નીરથી સાહેલીરે,
સગળો મેલ જાય શરીરથી સાહેલીરે. ૩
સંતોષે જમિયે જે મળ્યું સાહેલીરે,
નહિં ખાઇએ નિત્ય ગળ્યું ગળ્યું સાહેલીરે. ૪
પટકૂળ ઝીણાં નહિ પેહેરીએ સાહેલીરે,
ગાતા ન જવું પરશેરિયે સાહેલીરે. ૫
આભ્રણ ઝાઝાં નહિ ઇછિએ સાહેલીરે,
સદગુણની શોભા પ્રીછિયે સાહેલીરે. ૬
નિર્લજની સોબત છોડીએ સાહેલીરે,
વાહાલાથી વેર ન જોડિયે સાહેલીરે. ૭
સગળું સરખું નહીં લખિએ સાહેલીરે,
દલમાં ડાહ્યાં થઈ દેખિયે સાહેલીરે. ૮

# સારી ચાલ ચાલવા વિષે.

## ગરબી. ૨

ચાલો તમે ચાલ ધણી રૂડી,

મુકી દેવી વાણી હોય ભુંડી; ચાલો. ૧
રમવુ તો ડાહ્યાની સાથે,
કે કજીઆ નહીં આવે માથે; ચાલો. ૨
વસ્ત્ર વગરનાં નહીં ફરીએ,
માબાપનું બોલ્યું મન ધરીયે; ચાલો. ૩
સુડી પાળી સાથે નહીં રમીયે,
બોલેલું વાહાલાંનું ખમીયે; ચાલો. ૪
બીજા જેવું કાંઈ લેવા માટે,
ન લડીયે મોટાંની સાથે ; ચાલો. ૫
સાચું બોલે તે સારી ,
જુઠે તો દુઃખ થાશે ભારી; ચાલો. ૬
વિદ્યા ભણશે જે બાળી,
તેનાપર જઈએ બલીહારી ; ચાલો. ૭
ધંધા વગરનાં નહીં ફરીએ,
મેહેતાજીની શિક્ષા મન ધરીએ; ચાલો. ૮

# છોડીઓને ભણવા વિષે.

ગરબી. ૩

"આવો આવો શિવશંકર ભોળા" એ રાગની છે.

બેહેનો તમે ભાવ સહિત ભણજો,
બીજા લોકો નિંદે તે નવ ગણજો; બેહેનો, ૧
ભણે તે તો ભગવંતને ભાવે,

એથી દીલ ગ્નાન અધિક આવે;
તજી અવગુણ સદગુણ લાવે, બ્હેનો. ૨
ભણે તે તો અપજસથી ભાગે,
જેને ઘણી લાજનો ખપ જાગે;
મોટી સતિયોનું પદ માગે, બ્હેનો. ૩
દુરાચાર હોય ન ભણે તેમાં,
જગ્યા જુઓ કેદી રહે જેમાં;
અધિક તો હશે અભણ એમાં, બ્હેનો. ૪
ભણેલી હતી રૂકમણી રાણી,
મીરાંબાઈ મુલકમાં વખણાણી;
જેની કવિતા જગ સૌ જાણી, બ્હેનો. ૫
પ્રીયાને પાપ ભણે લાગે,
એવું કોઈ લખી ન ગયા આગે;
મ્હોડે બોલનારા જુઠું ભાખે, બ્હેનો. ૬
ભણ્યાવિના ક્યાંથી અકલ આણે,
નીતિની રીતી તે કેમ જાણે;
ભણ્યાવિના જગ પશુ પરમાણે, બ્હેનો. ૭
ભણી ઘણી નાગરની નારી,
શી રીતે નહિં કહિએ સારી;
ચતુર લેજો ચિતમાં વિચારી, બ્હેનો. ૮
ભણો તમે આળસ ભ્રમ છોડી,
થશે તેથી લાજ નહીં થોડી;
કહે દલપત બેહુ કરજોડી, બ્હેનો. ૯

# સુંદરબાઈને સાસરે જતાં શિખામણની

ગરબી. ૪

"અચકો મચકો કારેલી". એ રાગની.

સુંદરબાઈ આવ્યાં સાસરિયે,
મા બાપ શિખામણ આપે બેહેન;
લાજ વધારજો લાજેણી;
નીચા કુળની નિર્લજ નારી,
ભરથારનું વેણ ઉથાપે બેહેન. લાજ૦ ૧
સાસૂજી કહે તે સાંભળજો,
કોઈથી વઢવાડ ન કરશો બેહેન; લાજ૦
સાંખી રેહેજો બોલ્યૂં સહુનું,
અભિમાન ન અંતર ધરશો બેહેન. લાજ૦ ૨
ઘરમાં બેઠાં ધંધો કરિયે,
પરઘેર ઘણું નવ જઈએ બેહેન; લાજ૦
તમે ભણ્યાં ગણ્યાં બહુ છો ડાહ્યાં,
તમને ઝાઝૂં શૂં કહીએ બેહેન. લાજ૦ ૩
ભેલાં ઘેલાં તો નવ રહિયે,
ચટકો મટકો નવ કરિયે બેહેન; લાજ૦
કોઈ વાત કરે વાંસે લોકો,
એવૂં ન કદી આચરિયે બેહેન. લાજ૦ ૪
જે સપૂત છે સારી છોડી,
મા બાપની લાજ વધારે બેહેન; લાજ૦

મણિ લોહતણું સોનૂ કરશે,
સોબતિને એમ સુધારે બ્હેન. લાજ૦ ૫
જે સંપ સૃગાથી તોડેછે,
કોઈ વખતે હાથ ઘસેછે બ્હેન; લાજ૦
જે સઉનું સારૂં ઇચ્છેછે,
તેના દલમાં દેવ વસેછે બ્હેન. લાજ૦ ૬

# નિશાળે આંવવા વિષે.

## ગરબી. ૫

"હારછો હારછો હારછોરે તમે હરિ હૈયાના હારછો" એ રાગ.
આવજો આવજો આવજોરે આજ વેહેલાં નિશાળે આવજો;
બ્હેની મને બોલાવજો રે. આજ૦ ૧
જો તમને અવકાશ ન આવે;
તો કોઈ સાથે કહાવજો રે. આજ૦ ૨
પાટીને ખડિયો લેખણ સાથે;
લખવાનો સામાન લાવજો રે. આજ૦ ૩
કક્કો ભણાવી મને આંક ગણાવી;
બારાખડી શીખાવજોરે. આજ૦ ૪
ભૂલ્યો પડે કદિ ભણતાં ગણતાં;
તો મને તુરત બતાવજો રે. આજ૦ ૫
સારી શિખામણ શિખવિને સજની;
બહુ હુશિયાર બનાવજો રે. આજ૦ ૬

સમજાવતાં કદિ જો નવ સમજું;
શીળે સ્વભાવે સમજાવજો રે. આજ૦ ૭
હતી ભણેલી સતજુગની સતિયો;
એવી મને આબરૂ અપાવજો રે. આજ૦ ૮
સારી સુધારી મારા મનની મનસા;
દલના દોશ દળાવજો રે. આજ૦ ૯

## ગીત. ૬

"રૂક્મણી અંબીકા પૂજવા ચાલી" એ રાગનું.

સૈયર ચાલોને ભણવા નિશાળે;
દયા કીધીછે દેવ દયાળે. ૧
આપણે ભણવાની થઈ હવે છૂટી;]
જશે વેમ તણી ફાંશી તુટી. ૨
ધાણું જીવો સોસાઇટી સારી;
જેણે દેશમાં વિદ્યા વધારી. ૩
સૈયર આજ આનંદની હેલી;
ભણિયે અંગથી આળસ મેલી. ૪
આજતો મોતીડે મેહુલા વુઠ્યા;
ત્રણ લોકતણા નાથ ત્રુઠ્યા. ૫
લેખણ ખડીઓ ને પાટીરે લઇએ;
પોથી સાથે લઈ સૌ જઇએ. ૬
હેત હૈડામાં મા બાપે આણ્યાં;

દિલમાં દિકરા જેવાં કરી જાણ્યાં. ૭
તેથી છાણુ વાશીદાં છોડાવી;
ભાવે ભણવા બેસારયાં છે આવી. ૮
ભણિ ગણિને શિખામણ લેશું;
માત તાતને આશીષ દેશું. ૯
સઘળી વાતનો થાશે સુધારો;
દલમાં દીન દયાળ સંભારો. ૧૦

## દીકરીને વિદ્યાદાન દેવા વિષે. ૭

### ભુજંગી છંદ.

ભલી તો થશે જો હશે તે ભણેલી,બહૂ સદ્ગુણો શિખિ સારી બનેલી;
વિચારી વિવેકે વસૂ વાવરીને, દયાથી વિદ્યાદાન દો દીકરીને. ૧
ઘણુ આપિએ જો ઘરાણું ઘડાવી, પછી તેનિ પાસેથિ લેશે પડાવી
નહિં ઉતરે પાર તેથી તરીને, દયાથી વિદ્યાદાન દો દીકરીને. ૨
સદા સદ્ગુણી જ્યાંજશે ત્યાં સમાશે,ખરા બોલી જેબોલશેતેખમાશે;
સ્વભાવેથિ શોભાવશે સાસરીને,દયાથી વિદ્યાદાન દો દીકરીને. ૩
ઠગાઈ થકી તે કદી ના ઠગાશે, દગાથી ન વૃત્તી કદાપી ડગાશે;
છળે કોણ તેને જશે છેતરીને, દયાથી વિદ્યાદાન દો દીકરીને. ૪
મળે મોટિ વિદ્યા થકી માણસાઈ,ટળે તેથિ અજ્ઞાન ને આળસાઈ;
નહી ફેલ મધ્યે ફસે તે ફરીને, દયાથી વિદ્યાદાન દો દીકરીને. ૫
ન પોંચે હમેશાં પુરૂં હોય પહલું, કદી કાળ કાંડા થકી જાય કહલું;
નિભે તોય ભંડાર વિદ્યાભરીને, દયાથી વિદ્યાદાન દો દીકરીને. ૬
સુવિદ્યાથિ સંતોષ ને સૂખ પામે,સુવિદ્યાથિ સારી સદાકીર્ત્તિ જામે;

સુવિદ્યા થકી ધૈર્ય રાખે ધરીને, દયાથી વિદ્યાદાન દો દીકરીને. ૭
સુવિદ્યા સખીની પેઠે સૂખ આપે, સુવિદ્યા કુમારી તણાં કષ્ટ કાપે;
સુવિદ્યાથિ સંભાળિ દેખે ડરીને, દયાથી વિદ્યાદાન દો દીકરીને. ૮
ભણેલી ભલી ભાત ચાલે સંભાળી, ભણેલી ગણાશે સદા સદ્‌ગુણાળી;
સુખે સંપને રાખશે,સંધરીને, દયાથી વિદ્યાદાન દો દીકરીને. ૯
ભલી ભાત જેણે ન વિદ્યા ભણાવી, પિતા માતને પાપથી પેટ આવી;
અતી શાપ આપે પિડા ઊચરીને,દયાથી વિદ્યાદાન દો દીકરીને.૧૦
નહીં જે ભણી તે નકી નેણ હીણી,સતી સદ્‌ગુણો તે શકે કેમ વીણી;
અરે એજ માટે અતી આદરીને,દયાથી વિદ્યાદાન દો દીકરીને.૧૧
અહો આપ દેશી જનો આજ આમેં,રચ્યાછે રૂડા *છંદ દલપતરામે;
હવે હોંશથી રાખિ હૈડે હરીને, દયાથી વિદ્યાદાન દો દીકરીને.૧૨

# પંદર તીથીનો ગરબો. ૮

સખી પડવે તે પેહેલો દંનરે, મારૂં ભણવા તે કેરૂં મનરે;
મારૂં તનમન તલપે છે તંન, સખી મને ભણવાની લેહે લાગીરે.
સખી બીજે તે બાળક બોલેરે, મા બાપના પડદા ખોલેરે;
મારે જાવું તે સૈયરો જોડ. સખી૦
સખી તીજે તે તેડો તાતરે, મને મુકોને ભણવા માતરે;
જાઉં સૈયરોની સાથ. સખી૦
સખી ચોથે તે રમત વિસારીરે, આપી ચોપડી શિખવા સારીરે;
બુદ્ધિ નિર્મળ થઇછે મારી. સખી૦
સખી પાંચમે પાંચની બાળારે, મને ભણવાની પેઠીછે જ્વાળારે;
થોડે દહાડે ગાણ્યું સરવાળા. સખી૦

સખી છઠે તે છોડીયો સાથેરે, વાંચું ઇસપનિતિની વાતરે;
રાજી થાયછે માત ને તાત. સખી૦
સખી સાતમે સિક્ષા ધારીરે, ભણો વિદ્યા તે નર નારીરે;
બુદ્ધિ નિર્મળ થાય તમારી. સખી૦
સખી આઠમે અનુભવ લીધોરે, ભૂગોળનો અભ્યાસ કીધોરે;
નકશા જોઇને સારજ લીધો. સખી૦
સખી નૌમેતે નમૃતા સારારે, કીજે શ્રમ વ્યાકરણમાં ભારીરે;
સાતે વિભગતી શીખી સારી. સખી૦
સખી દશમે કુરીજન ભાંખેરે, ખોટા વેહેમ તે મનમાં રાખેરે;
જેમ કહીયે તે તેમ સાંખે. સખી૦
સખી એમ કરતાં એકાદશી આવીરે, વાતો નીતિની મન ભાવીરે;
બાળમિત્રને વાંચવા ફાવી. સખી૦
સખી બારશે બુધીવંતરે, વિદ્યા શિખોની સહુ જનરે;
મારી વાત માનો સહુ મન. સખી૦
સખી તેરસે તજયો ક્રોધરે, વિદ્યાનો કરોની શોધરે;
તેથી થાશે ઘણો સુબોધ. સખી૦
સખી ચૌદશે ચતુરા ચાલેરે, નિશાળમાં સહીયરો માહાલેરે;
બોધ કથાનો અભ્યાસ ચાલે. સખી૦
સખી પૂનમે પુરણ પ્રીતેરે, ચતુરા ચાલે રૂડી રીતેરે;
વિદ્યાભ્યાસ કરો નીત નીતે. સખી૦
એ પંદર તથી થઈ પુરીરે, એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરા. સખી૦

# નીતીની સાડી.

## ગરબી. ૯

પેરની પેરની પેરનીરે;
બેની નીતીની સાડી પેરની. ટેક.
ખરા કસબને ખરા કસબની;
ભાતો ખીલી અમેરનીરે. બેની૦ ૧
સાડીની સોભા સાચી ટકેછે;
જુઠી આ લુગડાં જવેરનીરે. બેની૦ ૨
સાડી રૂડી ઘટ હીરે ઘણેછે;
ભારે વજનમાં શેરનીરે. બેની૦ ૩
સાડીની થંડક સુધા સરીખી;
નહીંજ લાહીએ કંઈ ઝેરનીરે. બેની૦ ૪
સાડી સીતળથી આંખો મીચાએ;
કહું શી વાત હું લેરનીરે. બેની૦ ૫
સાડી તે સારૂં નરસું સુઝાડે;
વીના તે વાત અંધેરનીરે. બેની૦ ૬
એ સાડીનું મૂલ ન થાયે;
પેરે ખસે વાત વેરનીરે. બેની૦ ૭
નીતીની સાડી આપે વરોને;
પેરી પાલવ ખંખેરનીરે. બેની૦ ૮

# માતાની સ્તુતિ.

## ગરબી. ૧૦

અંબા જોવાની આડીરે, મારા મનમાં છે માડી.

દીધાં તેં સુખ દહાડો દહાડીરે મારા મનમાં છે માડી.
ઘણી ઘણી વિપત ઘટાડીરે મારા મનમાં છે માડી. ટેક.

બાળપણે હું હતી બહુ નિર્બળ,
પણ તેં પીડા ન પમાડીરે. મારા૦ ૧
પૃથ્વિ ઉપર મેંતો પગ ન મંડાતો,
પ્રીતિ તું કરતી ઉપાડીરે. મારા૦ ૨
હાલરડાં ગાતી હેતે હીંચોળે,
પારણુ માંહી પોરાઢીરે.. મારા૦ ૩
ભીનિથી કોરે સંભાળીને કરતી,
આછા ઓછાડ ઓછાડીરે. મારા૦ ૪
ભુખી થતી ત્યારે ભર નિદ્રાથી,
ઊંઘે ભરેલી ઉઠાડીરે. મારા૦ ૫
દુખી દેખીને થતી દુખી દિલમાં,
પાંપણથી આંસુ પાડીરે. મારા૦ ૬
જોઇતું તે હું કહી શકતી ન જીભે,
ચેતતી ચિત્ત પહોંચાડીરે. મારા૦ ૭
મારા સારૂં પોધાં તેં ઘણી મુળીયાં,
ખારાં કે, કડવાં ઉખાડીરે. મારા૦ ૮
દિવસમાં ઘડીએ ન જંપવા દેતી,
એવી હતી હું અનાડીરે. મારા૦ ૯
ખાતાં પીતાં કે ખરા સુખ દુખમાં,
વિધ વિધ વાતે વીતાડીરે. મારા૦ ૧૦

ચાર ઘડી એવી ચાકરીનો ગુણ,
મનથી શકું ન મચાડીરે. મારા૦ ૧૧
દલપતરામ કહે દાસ થઈને,
આપીશ બદલો અગાડીરે. મારા૦ ૧૨

# પિતાજીનિ સ્તુતિ.

## ગરબી. ૧૧

રામ કહે થઈ રાજીરે, સુણો પ્યારા પિતાજી.
ગુણ ગણી ગાઊંછું ગાજીરે સુણો પ્યારા પિતાજી.
લેશ તમારૂં વચન નહીં લોપું,
જે કહો તે કરૂં હાજીરે. સુ. ૧
તન મન ધન શિર સર્વશ સોંપુ,
નિશ્ચે કહું નહીં નાજીરે. સુ. ૨
વસ્તિ તજીને વસું વાસ વનમાં,
જો જીભથી કોહો જાજીરે. સુ. ૩
પાલણ પોષણ પાડ પિતાનો,
પુત્ર ભુલે તેતો પાજીરે. સુ. ૪
સારી સારી ચીજ સુતને જમાડે,
ભક્ષ કરે પોતે ભાજીરે. સુ. ૫
પેટે પાટા બાંધી પૈસાની વસ્તુ,
તનુજને ખ્વરાવે તાજીરે. સુ. ૬
કાલા ઘેલાપણે જે જે કહ્યાં મેં,
બોલ સાંખ્યા તે બધાજીરે. સુ. ૭

અગુણી હતો પણ ગુણ ગણી લીધા,
દુર્ગુણ દૂર કિધાજીરે. સુ. ૮
શેવકની પેઠે સર્વે પ્રકારે,
સ્નેહથી કીધી સેવાજીરે. સુ. ૯
કહોજી કદાપિ હું કેમ વિસારૂં,
અતિ ઉપકાર એવાજીરે. સુ. ૧૦
સાદા રહી પોતે મુજને શોભીતા,
શુભ શણગાર સજ્યાજીરે. સુ. ૧૧
અચિત ખરેખરી પ્રીતથી ખાંતે,
ભક્તની રીતે ભજવાજીરે. સુ. ૧૨
દુઃખ ખમી દેહે મને સુખ દીધું,
કીધું રક્ષણ કોટિધાજીરે. સુ. ૧૩
શિક્ષકની પેઠે મુજને સુધારવા,
દિન દિન બોધ દિધાજીરે. સુ. ૧૪
પુત્ર માગે પ્રીતે રાંકને રાજા,
ભણિ ભણિ ભક્તી ભાષાજીરે. સુ. ૧૫
ઘડપણમાં ઘણી ચાકરી કરશે
અંતરે એવી આશાજીરે. સુ. ૧૬
છાતીમાં રાખીને છાંયડો કીધો,
દિલ ઘણી રાખી દયાજીરે. સુ. ૧૭
કોઈ દિવસે મને દુઃખમાં દીઠો તો,
આંસુ પ્રવાહ વહ્યાજીરે. સુ. ૧૮

જો કોઇએ મુજને જ્યારે દૂભ્યો,
ધીરજ છાંડી ધાર્યાજીરે. સુ. ૧૯
તાતજીને ઉપકાર તમારા,
લખતાં ન જાય લખ્યાજીરે. સુ. ૨૦
મારૂં સારૂં થવા મનમાં હમેશાં,
કરોડ વિચાર કર્યાજીરે. સુ. ૨૧
આ પુત્ર કેમ પામે સુખ એવી,
ફીકર રાખી ફર્યાજીરે. સુ. ૨૨
આખી ઉમરના ઉચાટ આગળથી,
ધ્યાનમાં રોજ ધર્યાજીરે. સુ. ૨૩
દલપતરામ કહે દિલમાંથી,
વળી તે નથી વિસર્યાજીરે. સુ. ૨૪

# ભરત ચિત્ર શીખવાની.

### ગરબી. ૧૨

"અલબેલીરે અંબે માત જોવાને જઇએ" એ રાગ.

આવો આવોરે શિખીએ આજ ભરતજ ભરવાને;
લાવો લાવોરે સઘળો સાજ, ચિત્ર ચિતરવાને;
ચિત્ર ચિતરવા ને ભરતજ ભરવા, માત પિતા મન હરવારે;
જગ કરતાના કરતબને, કાંઇ કાંઇ ઉત્તેજન કરવા. ભ૦ ૧
પોપટ ચિતરો ને પાંજરૂ ચિતરો, ચિતરો ગાયો ચરવારે;
ફુલ ઝાડે તો ફુલડાં ચિતરો, ને ચિતરો આંબે મરવા. ભ૦ ૨

ચતુર મનુષ્યના ચેહેરા ચિતરો, સજ્જનને સાંભરવારે;
ચિતરો મંડપ ચોરી મધ્યે, વર વહુ બેઠાં વરવા. ભ૦ ૩
ભણતર ભણતી કુંવરી ચિતરો, શિખતી પાઠ સુધરવારે;
પનઘટની પણિઆરી ચિતરો, હોય જતિ જળ ભરવા. ભ૦ ૪
નિર્મળ જળની નદીયો ચિતરોને, ચિતરો ગિરીવર ગરવારે;
નાટકશાળામાં નટ ચિતરોને, ચિતરો નરપતિ નરવા. ભ૦ ૫
પર્વતના પાયામાંથી જે, ઝરણાં લાગે ઝરવારે;
તે ચિતરીને હિમગિરિ ચિતરો, ઠંડકથી જળ ઠરવા. ભ૦ ૬
શિતળ વાયુ વાય શિયાળે, ને બાગે પાન વિખરવારે;
વૈશાખે વનવેલી ફુલેને, જળ વરસે ભાદરવા. ભ૦ ૭
ચિતરોને રાજની મોતની મૂર્તિ, દુષ્ટ કરમથી ડરવારે;
ભાવે પ્રભુનાં ભજનિક ચિતરો, અવસર અંત ઉગરવા.ભ૦૮
રતન સહિત રતનાગર ચિતરોને, ચિતરો નાવ ઉતરવારે;
સુત ધવરાવતી સુંદરી ચિતરો, પ્રીતે પુત્ર ઉછરવા. ભ૦ ૯
ઝમરૂખ ચિતરોને હાંડીયો ચિતરો, ભોંય જાજમ પાથરવારે;
ખુબ સુરતની છબીયો ચિતરો, રંગ મેહેલમાં ધરવા. ભ૦૧૦
વિધવિધનાં કંઈ વાસણ ચિતરો, ઘરમાં ઘણું વાપરવારે;
ગાડિ બગીને ચારટ ચિતરો, સાંજ સવારે ફરવા. ભ૦ ૧૧
ચિત્ર થકી ચિત ચિંતા ટળવા, શોક સકળ પરહરવારે;
દલપતરામ કહે દુનિયામાં, સુખથી દિવસ નિસરવા. ભ૦ ૧૨

---

# સાસુનો વિનય કરવાની

## ગ.રબી. ૧૩

"આસો માસે સરદ પુનમની રાતજો" એ દેશી.

સાસુનો વીનય તે બેહેની બહુ કરો,
જેથી જગમાં ઝાઝી વધશે લાજજો;
સાસુની સેવાએ સુખ સૌ સંપજે,
હોશે તમારા ઘરમા રૂડાં રાજ જો, સાસુનો૦ ૧
પરભાતે ઉઠીને તસ પાએ પડો,
તસ આશીસે પામો પુત્રનાં સુખજો;
આગ્ના માગી ઘર ધંધો રૂડો કરો,
કામ બતાવે કદી ન મરડો મુખજો. સાસુનો૦ ૨
સાસુજી સામુ તે કદી નવ બોલીએ,
વાણી મીઠી વદ તજી કડુવાં વેણ જો;
આગ્ના લોપી મજા પેરી ટોળીએ,
સાસુની વાતોને કર ઉરંમેણજો. સાસુનો૦ ૩
લોક લડાવા ચડાવા તે ઝાઝા મળે,
પણ કદી ન માનો એવી આડી વાત જો;
ચઢાવી ચમકાવી તે અળગાં ટળે,
બળતાને વેઠવું તે દહાડો રાત જો. સાસુનો૦ ૪
એક એકની વાતો તે બીજાને કહે,
એમ લોક કરાવે ઘરમાં ઝાઝું ઝેર જો;
રાડ ઘણી રઢીઆળી બીજા લોકને,

એની લડાઇએ ત્રીજાને થાય લેહેર જો. સાસુનો૦ ૫
એ પ્રમાણે ઘરધન ઘરમાંથી ઘટે,
વળી ઘણી ઘટે તે ઘરની માઝા લાજજો;
સંપ વીના સુખ નવ પામે સજના,
દુખે ન આવે કોઇને તેપર દાહાજ જો. સાસુનો૦ ૬
તરણા તોલે થાય વહુ વિનય વીના,
મળે ન માગી સાસુ પાસે ચીજ જો;
માન મળે નહીં તેને તે નીજ નાથનું,
રોપાએ તેથી તે દુખનું બીજ જો. સાસુનો૦ ૭
વઢકીરી વહુજી તે સહુ સજ્જન કહે,
હીણપણું પામે સૌ લોકમાં એમ જો;
સિંહ કહે તે સાસુના વીનય વિના,
વહુ પામે પરમ સુખ ઘરમાં કેમ જો. સાસુનો૦ ૮

# રામચંદ્રજીએ સીતાને કાગળ લખ્યો

## તેનું ઢાળ. ૧૪

"મામેરૂં મોંઘા મૂલનું" એ રાગનું.

સ્વસ્તિશ્રી પુરી લંકા સોહામણી,
જ્યાં રાજે છે જનક કુમારી; પ્રીતમ લખે પ્યારીને.
રહો અખંડ એવાતન તમતણાં,
એવી આશીશ વાંચો અમારી; પ્રીતમ લખે પ્યારીને. ૧
ગોરી દૈવના જોગે જુદાં પડ્યાં,

પણ પ્રાણ મારા તુજ પાસ ; પ્રીતમ લખે પ્યારીને.
બેસું બાગ બગીચે કે બંગલે,
રહું તમ વિના અધિક ઉદાસ ; પ્રીતમ લખે પ્યારીને. ૨
તારો સ્નેહ ઘડીયે ઘડી સાંભરે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય ; પ્રીતમ લખે પ્યારીને.
તારા હેતથી હૈડું ભરાય છે,
તે તો લેખણથી ન લખાય ; પ્રીતમ લખે પ્યારીને. ૩
મારે અર્થે તમે બાળાપણ થકી,
તજ્યાં સઘળો પીયર પરિવાર ; પ્રીતમ લખે પ્યારીને.
તારી નમ્રતા અમૃતથી ગળી,
વળી શોભિતો શાંત સ્વભાવ ; પ્રીતમ લખે પ્યારીને. ૪
જેથી મનની ઉદાસી તુરત મટે,
તારા બોલનો એવો બનાવ; પ્રીતમ લખે પ્યારીને.
ગોરાદે તારા ગુણ કેમ વિસરે,
કેમ વિસરે વાલપ ભર્યાં વેણ; પ્રીતમ લખે પ્યારીને. ૫
હેતે હસતું વદન તારૂં વિનતા,
મારાં નિરખવા તલખે છે નેણ ; પ્રીતમ લખે પ્યારીને.
દિવસે તુંજ વિના ગોઠે નહીં,
પિવું પાણી કે જમવું અનાજ; પ્રીતમ લખે પ્યારીને. ૬
રાતે રોઇને આંખો રાતી થઇ,
લોક પૂછે તો આવે છે લાજ ; પ્રીતમ લખે પ્યારીને.
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી,

કાલે ભાગશે ભવના વિજોગ; પ્રીતમ લખે પ્યારીને. ૭
જેથી રીતે આપણને જગતપતિ,
એવો અહોનિશ કરવો ઉદ્યોગ; પ્રીતમ લખે પ્યારીને.
જેજે વૃદ્ધ પાડોશીયો શુદ્ધછે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ; પ્રીતમ લખે પ્યારીને. ૮
વિજીાણ મારા મિત્ર પવિત્રને,
કહેજો જરૂરનું હોય જે કાંમ; પ્રીતમ લખે પ્યારીને.
જોઇતી વસ્તુ જરૂર મંગાવજો,
કશી વાતે મુઝાશો ન મંન; પ્રીતમ લખે પ્યારીને. ૯
કાલે દેખીશું દીવસ આનંદના,
જાશે વિસરી આ દુઃખ ભર્યા દંન; પ્રીતમ લખે પ્યારીને.
જે જે પ્યારી તમારી સાહેલીયો,
તેને પણ મારા કહેજો જુહાર; પ્રીતમ લખે પ્યારીને. ૧૦
સાસુ સસરાની આશીસે સુંદરી,
મળશું ભામની ને ભરતાર; પ્રીતમ લખે પ્યારીને.
વધે સ્નેહને સંપ સુજન સાથે,
તેવી તન મન રાખજો ટેવ; પ્રીતમ લખે પ્યારીને. ૧૧
અમે થોડી અવધે હવે આવશું,
કહે દલપતરામનો દેવ; પ્રીતમ લખે પ્યારીને.



# સીતાજીએ રામચંદ્રજીને કાગળ લખ્યો

તેનું ઘોળ. ૧૫ (રાગઉપર પ્રમાણે)

સ્વસ્તિશ્રી સુભસ્થાન સોહામણૂં, જ્યાં રાજે સદા રઘુનાથ;
કાગળ લખે કામની.
લખે લંકાથકી સીતા સુંદરી, હેતે વંદે જોડી જોડ હાથ. કા૦ ૧
પત્ર આવ્યો તમારો પ્રીતે ભરચો, વાલા વાંચી થયો વીશરામ, કા૦
પણ જીવણ તમથી જુદાં પડે, ઘણા દીવસ થયા ઘનશામ. કા૦ ૨
માટે મળવાને મન અકળાય છે, ઘડી એક તે જુગ જેવી જાય;કા૦
મારા નેણમાં નીરથી નાયજી, સૂતાં રજનીમાં સેજ ભીંજાય. કા૦ ૩
ઘેર ચાલો હવે તો ઘણી થઈ, નહી તો જીવડો જાસે જરૂર, કા૦
દૈવે પાંખો આપી હોય પીંડમાં, ઉડી આવું દેશાવર દુર. કા૦ ૪
વાલા નિત્ય નવી વારતા વાંચીએ, જેથી પામીએ પૂરો પ્રમોદ. કા૦
ચતુરાઈના ચોજહું ચાળવું, આવો વિદ્યાના કરીએ વિનોદ. કા૦ ૫
તાંબા કુંડી ઊંડી રૂડી ઓપતી, ભાવે ભરૂં માંહી નિરમળાં નીર; કા૦
બેસો બાજોઠે ચડી મારા ચોકમાં, સ્વામી નવરાવું ચોળી શરીર. કા૦ ૬
કરૂં સરસ રસોઈ રૂડી રીતથી, પ્રિતે પિરસીને બેસુ હું પાસ; કા૦
એવા દિવસ તે ક્યારે દેખાડશો, ક્યારે અંતરની પૂરશો આસ. કા૦ ૭
સ્વામી તમ વિના પીયર ને સાસરૂં, સુનો લાગેછે સઘળો સંસાર; કા૦
મારા માથાથી મુંઘા પ્રભુ તમે, મારા આતમાના છો આધાર. કા૦ ૮
આવે પરવના દિન સૂખ સરવને, હુંતો શોકે ઉદાસ; કા૦
ગાજે મેઘ ને દમકે જો દામની, આખી જામની જંપ ન થાય. કા૦

હુંતો સૂની દેખુ સૂખ સેજડી, ખાલી મંદીર ખાવાને ધાય; કા૦
ભરી વસ્તી ઉજડ જેવી ભાસે છે, એક તમ વિના ત્રિભુવન રાય. કા૦૧૦
વાલા હું તમને કેમ વીસરી, કેમ વીસરયું દાદાનું વતંન. કા૦
પત્ર વાંચીને વેહેલા પધારજો, સ્વામી શરિરના કરજો જતંન. કા૦ ૧૧
કાતને દુખિયાં દેખીને દુ:ખ પામતા, તેવી નાથ તમારી છે ટેવ; કા૦
આવે અવસર કેમ કઠણ થયા, તમે દલપત રામના દેવ. કાગળ લખે
કામની.

# પ્રભાતીઉં. ૧૬

મળિ માતને.તાત પ્રભાતમાં પુત્રીને સુણ કહે વાત ગઈ રાત વીતી.
ઉઠી અત્યારમા અધમ ઉદ્ધારમાં જગત કરતારમાં જોડ પ્રીતી; મળી.
વેગળાં ટુકડાં કુકડા બોલિયા, ખોલિઆં બાર દરબાર કેરાં;
જાગિયા લોક તે ઉદ્યમે લાગિયા વાગિયા ઘંટ જ્યાં દેવ દેરાં.મળી. ૧
ઉદિત આદિત્ય આભાશ આકાશમાં ચંદ્ર પ્રકાશ તો નાશ પામ્યો;
પ્રગળીને પાણી થઈ ઝરણમાં જાયછે હોય જે હીમથી બરફ જામ્યો.મળી.૨
ચકલી ચક ચક કરે કાગ કાકા કરે હંસ પોપટ મેનાં મધુર બોલે;
રાગ પરભાતી કોઈ ગાય ખુશ થાયછે ગાય ભેંશો ગળે બંધ્ય ખોલે.મળી.૩
ઘંટિના ઘોર સુણ જોરથી જો વળી મસિદમાં બાંગ મુલ્લાં પોકારે;
સ્નાન કરિ સુંદરી જળ ભરી જાય છે નાયછે કંઈ નદિને કિનારે. મળી.૪
જોતું દીવા જઈ જોત ઝાંખી થઈ ચોર ને ધુડ સંતાઈ પેઠા;
પદ્મ પ્રફુલિત થયાં પતિત થઈ પોયણી બગ ઠગો જઈ નદી ઘાટ બેઠા.મ.૫
એકુ એલી કરે સોનિ સોનું ઘડે લોહ લોહાર કંસાર કાંસું.

નાર મરનારને રાગ તાણી રૂવે આંખમાં એક નહિ હોય આંસુ.મળી.૬
ઉઠિ નરનારિયો ઉઘડી બારિયો દેખ મહિયારિયો મહિ વલોવે.
ને વટેમારગુ જાયછે વાટમાં ઘાટમાં ધોબિ જન વસ્ત્ર ધોવે. મળી. ૭
ધીર સુરવીર તે ધનુર વિદ્યા ધરે રાજ દરબાર વાજીત્ર વાજે.
ચોકિ બદલાયછે ચોક છંટાય છે રાય જઈ બાગ મધ્યે બિરાજે. મ.૮
કુળવંતી નારી સંતાન સંભાળતી મધુર મુખ બોલતી બોલ ઉઠી;
બાળને મારતી ધણિને ધમકાવતી ફુઅંડ રંડા કરે કલેશ રૂઠી. મળી.૯
હોય ધનવંત ધીમંત ધોઈ દંતને સ્નાન કરિ સરસ સુગંધિ સુંઘે;
આળસુ એદિને અકલના આંધળા અક્કિણિયા એ સમે ખૂબ ઊંઘે.મ.૧૦
આ સમે ઉઠી અભ્યાસ જે આદરે આઠ દશ માસમાં અરથ સાધે;
વન તણા પવનને સેવતાં આ સમે થાય આરોગ્ય તન વરસ વાધે.મ. ૧૧
વીસરી હોય તે વાત પણ સાંભરે આ સમે ઉઠિ જો યાદ કરિએ;
કડણ જે દલપતરામનું કામછે કાવ્ય કલ્લોલ તે તરત તરિયે.
મળી માત. ૧૨

# જુઠુ ન બોલવા વિષે.

## ગરબી. ૧૭

"વનમાં ભુલી પડીરે પેલો ક્યાં ગયો કાનુડો." એ રાગ.

ઠગમાં તે ઠરેરે જગમાં જે જન બોલે જુઠું,
જુઠે રૂઠે જગપતી વળી આબરૂ કહે હું ઊઠું; ઠગમાં તે૦
એ કપટીનું કોઈ ન માને સમજાતાં પણ સાચું,
વાટે ઘાટે વાત કરે જન ખરો એનું કાચું; ઠગમાં તે. ૧

કૂડ હસતાં હેતે વદો ન જુઠી વાણી,
તે ટેવ નઠારી જુઠામાં દુખ જાણી ; ઠગમાં તે. ૨
ઢાગાંને વાગે ઢીંચણમાં પિડા પિડા પોકારે,
સુણનારા કોઈ સત્ય ન માને ઢોંગ હશે એમ ધારે ; ઠગમાં તે. ૩
પ્રથમ થકી પતીયાર ગયો તો પછી ન પાછો પામે,
ચોરી કોઈકિ કરે પણ પડસે નર તસ્કરને નામે ; ઠગમાં તે. ૪
સોનાનો શણગાર સરસજો ઘડનારો ઘડી લાવે,
બદલી લેનારો બદલે પણ સોનીને શીર આવે ; ઠગમાં તે. ૫
બીલાડો બહુ સાધુ બનીને દયા ઘણી દીલ ધારે,
ઊંદરને વિશ્વાસ ન આવે વિતિ વાત વિચારે ; ઠગમાં તે. ૬
છે જુઠુ તે છાવરતાં પણ છેક રેહે નહીં છાનું,
વરશે કે બે વરશે વળતી પછી ઊકલશે પાનું ; ઠગમાં તે. ૭
જુઠું બોલ્યાથી જર જામે તોપણ દુખછે તેમાં,
કઠણ કહી લોકો ધીકારે આગ ઉઠી જર એમાં ; ઠગમાં તે. ૮
કદી મળે ધન લાખ કરોડે તોપણ તે શું કરવું,
બોજ કરમનો માથે બાંધી મેલીને જર મરવું ; ઠગમાં તે. ૯
છાનું જુઠું છાવરીયે પણ જગતપતી તો જાણે,
ભારે પીડા ભોગવવી પછી ન છુટીયે એ નાણે ; ઠગમાં તે. ૧૦
આ જગનું સુખ અલ્પ સમજવું અતિ લાંબુ દુખ અંતે,
પાને લખતાં પાર ન આવે લખ્યું છે વિદ્યાવંતે ; ઠગમાં તે. ૧૧
તે જન ડાહ્યો તેજ કમાયો જે નહીં જુઠુ બોલ્યો,
દલપતરામે દીલમાં દેખી ખરેખરો મત ખોલ્યો. ઠગમાં. ૧૨

# વિદ્યાવંતિ નાર કેવી દેખાયછે,

## તે વિષેનું ગીત. ૧૮

"ત્રાંબા કુંડારે નગર શોયામણી" માંહી ભ૦ એ રાગ.

વિદ્યાવંતીરે નાર સોયામણી,
એમાં ભરિયારે વિનય વિવેક ;
સાહેલીરે જશ જગમાં વધ્યો,
દીશે અકલથી અતિ રળીયામણી,
મીઠાં વાયકરે લાયક ટેક સાહેલી. ૧
સાસુ સસરાને આશરા આપતી,
શેવા કરતીરે સો ગણે હેત ; સાહેલી.
પગે ચાલતી કીડી ન ચાંપતી,
દયા વાળીરે ઘણી સાવચેત. સાહેલી. ૨
ઘરના કામમાં તો જાણે હાથણી,
કારભારમાં રે ચોથો થંભ ; સાહેલી.
લાજ મરજાદ સર્વે જન તાણી,
સાસુ કેહેતીરે નહીં ધરતી દંભ. સાહેલી. ૩
નણંદ લડીને આણંદ આણતી,
ભાણેજનેરે ઉત્તેજન અંગ ; સાહેલી.
જેઠાણીને શેઠાણી જાણતી,
દેરાણીથી રે વેરાણિ રંગ. સાહેલી. ૪
માશિજી તે આશિશ પામતી,

કૃષ્ણજીને રે ગઈ મટી પીડ; સાહેલી.
કાકિજીથી તે પાકી જામતી,
માંમિજીની રે સામી ન ચીડ. સાહેલી. ૫
ભાભિ નાભિને થાંભિ રાખતી,
તાત માતને રે પુછતિ વાત; સાહેલી.
દાશ દાશીનો આશીશ પુરતી,
પાડોશીથી રે નહીં જાણતી ઘાત. સાહેલી. ૬
ઘાણી પાસે ઘણી ભણીને ગણી,
મળી મનમાં રે જેમ સાકર ખીર. સાહેલી.
પૂછી કાંઈ ન લેતી મન તણી,
ગોઠવણી રે એવિ વાતમાં ધીર સાહેલી. ૭
સુણી અડધું તો પૂરૂં સમજતી.
આંખ દેખતાં રે લેખતી ભેદ; સાહેલી;
તેવું સિંદ્ધ કરી મન રીઝતી,
ચૂકી જાતાં રે થઈ જતિ કેદ. સાહેલી. ૮
વાંણી જાણી એ અમૃતની નદી,
મેંશ નેંણે રે જેમ ભૂષણ રેંણ; સાહેલી.
પેરે વસ્તર જાંણિયે દ્રૂપદી,
હીરો કહેછે રે એવી સૌ સુખ દેણ. સાહેલી. ૯

## ગરબી. ૧૯

### રાગ ગુજરી.

ચાર વરસની ચતુરા ચાલી, બાળી ભણવા વિદ્યારે,

લીપીધારા ચીપી વાળી, તજતી કાંઈ નિદ્યારે. ચાર. ૧
વાતો ગોખી મોહોડે કીધી, કઠણ પદારથ પુછેરે;
રાખ રમત ઉડાડી દીધી, રડવું ન જાણે શુંછેરે. ચાર. ૨
ગોત્રવચનનો શોધ કરીને, તે પરમાણેં કરતીરે;
માત વચનમાં ચીત્ત ધરીને ધામ કામ અનુસરતીરે. ચાર. ૩
તાત ભ્રાતને પ્રશ્ન પીયારૂ, પૂછી ઉત્તર માગેરે;
તેમાં પણ કાંઈ શંકા સારૂ, ઉલટી સંશય ભાગેરે. ચાર. ૪
બાળમીત્રની ચીત્ર કથા રસ, સમજી સુખડાં પામેરે;
થાય નહીં અણભમતી ને વશ, મુરખતા દુઃખ વામેરે. ચાર. ૫
ઈતીહાસ મહારાજની ચરચા, સુખ દુઃખ જે દુનીઆનારે;
જાણ્યા ધરમ દેવના પરચા, વરસ હજાર થયાનારે. ચાર. ૬
પૃથ્વી ગોળની ખોળ કરી મન, દેશ વિદેશ દશા દશરે;
સાગર ડુંગર સરસરિતા વન, જન ધન અન ધન રસ કસરે. ચા. ૭
પોલ ખગોળની મકરકરક વૃત, વિષુવવૃત ગૃહ ધ્રુવ તારારે;
તે સરવે ઈશ્વર શકતી ધૃત, ભ્રમણા કર્પણ ભારીરે. ચાર. ૮
શાળોપયોગી નીતિ ગ્રંથનું, તત્વ સર્વ ઉર આણેરે;
મન ક્રમ વચને કહ્યું કંથનું કરે તયાર તે ટાણે રે. ચાર. ૯
અપલક્ષણને બાદ કરે ને, સારૂં રાખે બાકીરે;
ભાગાકાર સમાન હરીને, વેર ન રાખે તાકીરે. ચાર. ૧૦
સરવાળા સમમિળ કરતી, હેત કુટંબની સાથેરે;
હીરાચંદ કહે એ સુખ માણે ભણવું બાળપણે વરરે. ચાર. ૧૧

---

# બુદ્ધિ વહુને શીખામણ વિષે. ૨૦

સાચી સમજણ બુદ્ધિને ખોટીરે લાગે,
સંત મનાવેતો મનાવું હો લોલણી;
સાચી સમજણ બુદ્ધિને ખોટીરે લાગે. ટેક.
શીલ સંતોષ કહોતો કલાં ઘડાવું,
કરૂણાની કાંબિયો પેહેરાવું હો લોલણી. સાચી૦
વિવેક વિચાર કહોતો વિછવા ઘડાવું,
હર્ષના ઘુઘરા બંધાવું હો લોલણી. સાચી૦ ૧
સાધન સંપત્તિ કહોતો ચુડલો પેહેરાવું,
ક્ષમાની ચીપો ચઢાવું હો લોલણી; સાચી૦
જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાંતીનું રતન જડાવું હો લોલણી. સાચી૦ ૨
પ્રેમનાં પુષ્પો ગળામાં નખાવું,
લક્ષનો દોરડો પ્રોવરાવું હો લોલણી. સાચી૦
ટેકરૂપી કહોતો તુશિઓ ઘડાવું,
દયાની દામણી બંધાવું હો લોલણી. સાચી૦ ૩
સત સંગતરૂપી ધુલર ઘડાવું,
લગનનું લોળીયું પેહેરાવું હો લોલણી; સાચી૦
ભક્તિરૂપી કહોતો વાળી ઘડાવું,
મુક્તિની ચુનિયો મેલાવું હો લોલણી. સાચી૦ ૪
નેહનું નયણે કહોતો કાજળ સરાવું,

હેતની આડચો કરાવું હો લોલજી ; સાચી૦
સોધી સમજણ કહોતો સેથો પુરાવું,
જોગનો ચાંદલો ચોઢાવું હો લોલજી. સાચી૦ ૫
ધીરજરૂપી કહોંનો વેણો ગુંથાવું,
ગુરૂગમ ગોફણો લટકાવું હો લોલજી; સાચી૦
ચોખ્ખી ચાલની તમને ચોળી શીવડાવું,
ચૈતનની ચુંદડી પેહેરાવું હો લોલજી. સાચી૦ ૬
સાચી કરણીનો કહોતો કંચુલો શીવડાવું,
ભાવનું ભરત ભરાવું હો લોલજી ; સાચી૦
દાસ ગોપાળ કહે એ સમજણ સાચી,
લક્ષનો લક્ષ બતાવું હો લોલજી. સાચી૦ ૭

# પસ્તાવા વિષે. ૨૧

દોહરો.

પસ્તાવો કર પ્રાણિયા ચિતમાં ચેત વિચાર,
ખાંતે ખોયું ખેલમાં શિશૂપણું સંભાર.

લલિત છંદ.

શિશૂપણું પુરૂં ખેલમાં ખપ્યું, ન હરિનામ તેં જીભથી જપ્યું;
જરૂર જાણજો જોબને જશે, સમજ પ્રાણિયા શી ગતી થશે. ૧
ન જગતનાથને ભાવથી ભજ્યા, થર કુકર્મના તેં ન તે તજ્યા;
પ્રભું તને પછી લેખું પુછશે, સમજ પ્રાણીયા શી ગતી થશે. ૨
ફિકર છોડીને ફેલમાં ફર્યો, દિલ વિષે નહીં દોષથી ડર્યો;

અનચિંતું તને મોત આવશે, સમજ પ્રાણીયા શી ગતી થશે. ૩
સર્વ કાગ જઈ જો સમશાનમાં, અખુટ એ બળે ધાર ધ્યાનમાં;
મરણ તે તને કેમ મૂકશે, સમજ પ્રાણીયા શી ગતી થશે. ૪
જન જુવાનીયા જે જણાય છે, નિમિષ માત્રમાં નાશ થાય છે;
તું જ તણા ગયા હેતુ એ હશે, સમજ પ્રાણીયા શી ગતી થશે. ૫
ચતુર ચતિ તૂં જો વિચાર રે, જગત સર્વ તો છે જનાર રે;
અચળ કોણ આ વિશ્વમાં વસે, સમજ પ્રાણીયા શી ગતી થશે. ૬
દહન કે થયા તૃજ દેખતાં, લખિ શકે નહીં લેખું લેખતાં;
તદપિ ચિત્તમાં તૂં જો ન ચેતશે,સમજ પ્રાણીયા શી ગતી થશે. ૭
કપટ કૂડનાં કર્મ તેં કર્યાં, ધન રળી રળી ભૂળમાં ધર્યાં;
કર વિચાર તે કોણ કાઢશે, સમજ પ્રાણીયા શી ગતી થશે. ૮
સ્વપ્ન તુલ્ય આ સર્વ લોક છે, હરઘડી થતા હર્ષ શોક છે;
પલક એકમાં નાશ પામશે સમજ પ્રાણિયા શી ગતિ થશે. ૯
લલિતછંદથી લાભ લેખિલે, દલપતી ધરી દ્રષ્ટિ દેખિલે;
પ્રભુ વિના તને કોણ પાળશે સમજ પ્રાણિયા શી ગતી થશે. ૧૦

દોહરો.

સમજ પ્રાણીયા શોધ કર, સોંપ કરીને ચાલ,
કરવાનું તે આજ કર, કોણે દીઠી કાલ. ૧